શ્રી હરિ

# હિન્દુત્વ



• પવિત્રતા એ હિન્દુઓનું પ્રથમ લક્ષણ •

• સ્ત્રીઓનું શીયળ રક્ષણ એ એનું કર્તવ્ય •

• ધર્મ, દેશ અને સમાજના માટે સર્વસ્વ-

સમર્પણ-બલિદાન એ સાચા હિન્દુનું ભૂષણ •





: લેખક :

શ્રી ગિરિજેશકુમાર શર્મા, 'ગિરિશ'

પ્રકાશક : શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય અમદાવાદ.

શાખા ૭૯૧


હિંદમાં વાર્ષિક લવાજમ રૂ. ૨)॥
આફ્રિકા... ... ... રૂ. ૩।
છુટક અંકની કિંમત રૂ. ૦।≈

**શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય**

સલાપોસ ક્રોસરોડ—પો. બો. નં. ૬ અમદાવાદ.

# હિન્દુત્વ

 


લેખક :

**ગિરિજેશકુમાર શર્મા 'ગિરિશ'**

સંસ્થાપક : શ્રી હિન્દુધર્મ સેવાસંઘ

મો ડા સા.

અનુવાદક :

**પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી**

**સદ્વિદ્યાલંકાર**

અધિપતિ : "વિશ્વમંગલ" જૂનાગઢ



પ્રકાશક :

**શ્રી ભક્તિમાર્ગ, કાર્યાલય**

સલાપસ ક્રોસરોડ–અમદાવાદ.

આવૃત્તિ ૪ થી　　　　મૂલ્ય રૂા. ૦-૪-૦

પ્રકાશક—
શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,
સલાપોસ ક્રોસરોડ—અમદાવાદ.



# ખરો હિંદુ કોણ ?

જેનામાં જાતિ, ધર્મ અને દેશનું અભિમાન છે, જે દેશ, જાતિ, અને ધર્મ માટે સર્વસ્વનો પરિત્યાગ કરી શકે છે તે જ ખરો હિન્દુ છે.

ખરો હિન્દુ આપત્તિ વખતે ગભરાતો નથી અને સમ્પત્તિ વખતે છલકાઈ જતો નથી.

સ્વસંરક્ષણ,ધર્મરક્ષણ અને અસહાયનું રક્ષણ—જે પોતાના પ્રાણથી પણ કરી શકે તે જ હિન્દુત્વનું ગૌરવ લઈ શકે છે.

ખરો હિંદુ પોતે ડરતો નથી, અને બીજાને અકારણ ડરાવતો નથી. છતાં ધર્મને પોતાના મસ્તકથી પણ અધિક પ્રિય માને છે.

ખરો હિંદુ કદી પણ હલકાં કૃત્યો કરવામાં પોતાની વૃત્તિ દોડાવતો નથી.

એ જ ખરો હિંદુ છે.

'મંગલ'

મુદ્રક : દેસાઈ મગનભાઈ છોટાભાઈ
મુદ્રણસ્થાનઃ વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ,
ઠે. સલાપોસ ક્રોસરોડ :: અમદાવાદ.

# આદ્ય કથન

એક અજાણ્યા માણસની સાથે જ્યારે કોઇ વાતચીત શરૂ કરે ત્યારે પ્રથમ એમ પૂછે કે "તમે કઈ જાતિના છો ?"

કોઈ ધર્મકાર્ય કરતાં પહેલાં પણ 'अमुकगोत्रोत्पन्नोऽहम्' કહીને પોતાની જાતિ, દેશ અને સમયનું સ્મરણ કરવું જરૂરી છે, એમ શાસ્ત્રની આજ્ઞા છે.

આથી એમ સ્પષ્ટ સૂચન થાય છે કે—પોતે કઈ જાતિના છે એનું માત્ર જ્ઞાન જ હોવું આવશ્યક નથી; પરંતુ જે જાતિમાં આપણો જન્મ થયો હોય, તે જાતિઅનુસારનાં કાર્યો કરવાથી જ એ જાતિનું ગૌરવ લઇ શકાય છે.

સિંહનાં બચ્ચાંને જન્મતાં વાર જ બકરાંના ટોળામાં મૂકી દેવાથી એમને પોતાની જાતિનું વિસ્મરણ થઇ જાય છે, અને એથી તે પોતાને બકરીનાં બચ્ચાં પૈકીનું એક બકરીનું બચ્ચું જ માનવા લાગે છે. જ્યાં સુધી એને પોતાની જાતિનું સ્મરણ કરાવવામાં નથી આવતું ત્યાં સુધી એ પોતાને હીન માની લેવાનું: એમાં કોઇ શક નથી.

આ પુસ્તિકામાં 'હિન્દુત્વ' જાળવવા માટે સૈકાઓ પહેલાં જે આત્મભોગ આપવામાં આવ્યો છે, એ ઐતિહાસિક ઘટનાઓને સંક્ષિપ્તમાં ગોઠવીને એ દ્વારા હિન્દુજનતાને સન્માર્ગે દોરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. અને એના લેખક **श्री गिरिजेशकुमारजी शर्मा, 'गिरिश'** છે.

તેઓએ કાશીમાં રહીને '**विश्वनाथ**' ( ધાર્મિક માસિક પત્ર)નું વર્ષો સુધી સંપાદન કર્યું છે, હાલમાં તેઓ મોડાસા હિંદુધર્મસેવા–સંઘના સંસ્થાપકસ્થાને બિરાજીને હિન્દુધર્મની મૂલ્યવતી સેવા કરી રહ્યા છે અને જુદા–જુદા ગામોમાં એ સંઘની ચાર શાખાઓ દ્વારા ધર્માર્થે ઔષધો આપવાનું તેમજ નિરાશ્રિત હિન્દુઓની સેવાનું કાર્ય ચલાવી રહ્યા છે.

તેઓ ધાર્મિક ઉપદેશક પણ છે, અને મોડાસામાં રહીને તેઓ નિત્ય ધાર્મિક ઉપદેશ દ્વારા જનતાને સન્માર્ગે દોરી રહ્યા છે.

તેઓશ્રીએ લખેલું આ પુસ્તક હિન્દુધર્માનુયાયી જનોને અવશ્ય ઉપકારક થશે એમ અમારું માનવું છે.

આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિ પ્રકાશિત કરવા લેખક મહાશય તરફથી ભક્તિમાર્ગ કાર્યાલયને અનુમતિ આપવા બદલ અમો ઉપકૃત છીએ.

**પં. મંગલજી શાસ્ત્રી સદ્વિદ્યાલંકાર,**
અધિપતિ : **'વિશ્વમંગલ'**

# હિન્દુત્વ



**સજ્જનો !**

**"हीनं-कुत्सितं दूषयति-निन्दति (त्यजति वा)-हिन्दुः ॥**
જે હંમેશાં દુષ્ટકર્મોનો વિરોધ કરે, અને ત્યાગ કરે એનું નામ છે "હિન્દુ" : અને એવી જ રીતે હિન્દુમાં રહેલા ધર્મનું નામ છે 'હિન્દુત્વ'.

જ્યારે આજે જગતની સર્વ જાતિઓ ઉન્નતિની પરાકાષ્ઠાએ પહોંચવાની કોશીષમાં મૃત્યુના ખપ્પરમાં પોતાનું સર્વસ્વ અર્પણ કરીને પણ પોતાનો માર્ગ પૂરો કરી રહી છે ત્યારે એ સમયે આપણી જર્જરિત હિન્દુ જાતિ અને એના તાલેવંતો લક્ષ્મીમદમાં ચૂર બનીને કમાવામાં તથા વિષયોની પૂર્તિ કરવામાં લાગી રહ્યા છે. એ કેટલા અફસોસની વાત છે ?

જે જાતિ, સમાજ અને વ્યક્તિ પોતાનો ઇતિહાસ ભૂલી જાય છે, જે જાતિ નિર્બળ હોવા છતાં સ્વરક્ષણ માટે અન્યના સામે આશાભરી મીંટ માંડીને જોઇ રહે છે, એ જાતિ કોઈ દિવસ પણ જીવિત રહી શકતી નથી, અને એ જાતિને જીવવાનો કોઈ અધિકાર પણ નથી. એવી જાતિ, વ્યક્તિ અને સમાજનું તો કેવલ ભગવાન જ રક્ષણ કરે છે, પરન્તુ આપણને તો ભગવાન પર પણ વિશ્વાસ રહ્યો

નથી, જો વિશ્વાસ હોત તો વિશ્વંભરને આપણી ચિન્તા હોત, આપણી જાતિની આટલી અવનતિ કદાપિ થવા પામી ન હોત.

આ પ્રસંગે મને એક દષ્ટાંત યાદ આવે છે, એને આજ આપ-લોકોની સમક્ષ ઉપસ્થિત કરૂં તો યોગ્ય જણાશે.

"મહાભારતના યુદ્ધના શ્રીગણેશ મંડાઈ ચૂકયા હતા, એક દિવસ મહારાજા યુધિષ્ઠિર કંઈક વિચાર કરી રહ્યા હતા, વિચાર કરતાં તેઓને યાદ આવ્યું કે:—આપણે યુદ્ધમાં આવવા માટે દેશદેશના રાજાઓને આમંત્રણ આપ્યું; પરંતુ અખિલ બ્રહ્માંડનાયક ભગવાન શ્રી કૃષ્ણને હજી આમત્રંણ અપાયું નથી, તરત જ અર્જુનને બોલાવવામાં આવ્યો, અને કહ્યું:—

"અર્જુન! આપણા મિત્ર શ્રીકૃષ્ણને હજી સુધી યુદ્ધનિમં-ત્રણ અપાયું નથી, આખરે તેઓ પણ રાજા છે."

અર્જુનનું હૃદય પ્રેમથી ભરાઇ આવ્યું. અને તે બોલ્યો:— "આપણા મિત્રપ્રવર શ્રીકૃષ્ણને આમંત્રણ આપવા હું પોતે જ જઇશ."

અહીં ધ્યાન રહેવું જોઇએ કે અર્જુન હજી પૂર્ણબ્રહ્મરૂપે શ્રી કૃષ્ણને ઓળખી શક્યો ન હતો, એ વાતનું આગળ જતાં અર્જુનને જ સ્મરણ થયું છે:—

**सखेति मत्वा प्रसभं यदुक्तं,**
**हे कृष्ण! हे यादव! हे सखेति।**
**अजानता महिमानं तवेदं,**
**मया प्रमादात् प्रणयेन वापि॥**

**गी. अ. ११-४२**

અર્થાત્ હે ભગવન્! આપના પ્રભાવને તથા આપના વિશ્વરૂપને ન જાણનારા મેં આપ મારા મિત્ર છો એમ માનીને પ્રમાદથી,

ભૂલથી અથવા સ્નેહથી હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! એવાં જે અનુચિત વચનો કહ્યાં હોય તેની હું ક્ષમા માગું છું.

અસ્તુ, મિત્ર મિત્રને નિમંત્રણ આપવા માટે વિદાય થયો, રસ્તામાં તેને એકજ વિચાર આવ્યા કરતો હતો કે:—કોઈપણ પ્રકારે શ્રીકૃષ્ણ અમારા પક્ષમાં આવી જાય, તો અમારો નિશ્ચય વિજય છે. આપણા લોકમાં અને અર્જુનમાં એ જ ભેદ છે, કે અર્જુન ભગવાનને ઓળખતો ન હોવા છતાં એમના ઉપર વિશ્વાસ રાખતો હતો, ને આપણે પ્રભુને ઓળખીએ છીએ, છતાં પ્રભુના દરબારમાં સટ્ટો ખેલી રહ્યા છીએ! અને પ્રાર્થના પણ એવી જ કરીએ છીએ કે:— "હે ભગવન્! મારો રમેશ ઘેર આવે તો સત્યનારાયણની કથા કરાવું, મને પુત્ર મળે તો આપના માટે ચાંદીનું સિંહાસન કરાવી આપું."

હવે વિચાર કરો કે ભગવાન કથા અને ચાંદીના સિંહાસન માટે પુત્ર અને ચપરાસી–ચોકદાર બનીને તમારા સન્મુખ આવે ખરા કે?

યાદ રાખજો કે આવા સટ્ટાઓનું અંતિમ પરિણામ 'દેવાળું' જ છે. ખરી રીતે આપણે ભગવાનને શું આપી શકવાના હતા? ભગવાન્ તો સ્વમુખેજ કહે છે:—

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥**

અર્થાત્ ભક્તિભાવ વડે મને પત્ર, પુષ્પ, ફલ કે માત્ર જલ પણ અર્પણ કરવામાં આવે તો ભક્તિમાન્ મનુષ્યનું એ અલ્પ પૂજન પણ હું ભાવથી સ્વીકારૂં છું.

આપણી પાસે છે પણ શું? કે જેનું આપણે અભિમાન કરવું જોઇએ? પરંતુ આપણો તો હાલજ વિચિત્ર છે.

બીચારો અર્જુન નીકળ્યો, અને દ્વારિકાને માર્ગે પડ્યો,— અહીં હસ્તિનાપુરમાં મદાન્ધ દુર્યોધનને પણ એ વાત યાદ આવી કેઃ— 'શ્રી કૃષ્ણને યુદ્ધનિમંત્રણ અપાયું નથી; તો ચાલ, હું પોતે જ જઇ આવું."

એ ચક્રવર્તી પણ સિંહાસનને છોડીને દ્વારિકા જવા નિકળ્યો. ચાલતાં ચાલતાં રસ્તામાં વિચાર કરવા લાગ્યો કે,—ત્યાં જઇને શ્રી કૃષ્ણને હું શું કહીશ ? મારા કરતાં એનું રાજ્ય મોટું તો નથી, મારાથી એ અધિક બલવાન પણ નથી, મારા જેટલી એની પ્રબલ સેના પણ નથી; હા, એટલું છે કે એ નાનોસૂનો રાજા છે. નિમંત્રણ આપ્યા વિના છૂટકો નથી.

અભિમાની મનુષ્યના દિલમાં 'હું' અને 'મારૂં' વિના બીજું શું આવે ? સર્વજગન્નિયંતા ભગવાનને એ ક્યાંથી ઓળખી શકે ? ભગવાન પોતે જ ગીતામાં કહી બતાવે છેઃ—

'अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रिताः'

અર્થાત્ માનવશરીરધારી મૂઢ મનુષ્યો મને પણ મનુષ્ય જ માને છે પરન્તુ યાદ રાખજો કેઃ—જો સત્કર્મો નહિં કરો તો પ્રભુના દરબારમાં જતી વખતે તમોને પણ દુર્યોધનના જેવા જ ક્ષુદ્ર વિચારો આવશે, ત્યાં ભગવાન્ તમોને એ જ વાત પૂછશેઃ—"મનુષ્યશરીરરૂપી રત્નને મેળવીને તમે શું કર્યું ? અને વિચારશક્તિનો તમે શું લાભ ઉઠાવ્યો ? " વેદ કહે છેઃ—

सहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः । अन्योन्यमभिहर्यत वत्सं जातमिवाघ्न्या ॥ अथर्ववेद सू. ३० मं. १

અર્થાત્ ઇશ્વર આજ્ઞા આપે છે કેઃ—હે મનુષ્યો ! હું તમને સહૃદય, વિચારશીલ અને દ્વેષરહિત બનાવું છું: એટલા માટે તમે પ્રેમથી પરસ્પર એવો વ્યવહાર કરો કે જેવો ગાય પોતાના તરત જન્મેલા વાછરડાની સાથે કરે છે.

એટલા માટે જ્યાં સુધી સંસારમાં રહો ત્યાં સુધી અધર્મથી અને દ્વેષભાવથી બચવાનો પ્રયત્ન કરો, એ બે દોષોથી જ દુર્યોધનમાં પતિતતા આવી હતી, એનો પરાજય થયો હતો, આ માનવ શરીર વિષયભોગ માટે નથી, એતો ધર્મકાર્ય માટે છે. અને એટલા માટે જ **शरीरमाद्यं खलु धर्मसाधनम्'** શરીર એ ધર્મસાધન માટેનું આદિ સાધન બતાવવામાં આવ્યું છે.

પોતાને માટે નહિ તો પોતાની ભાવી સંતતિ માટે પણ મનુષ્યે ધર્માચરણ કરવું જોઇએ, ધર્મહીન મનુષ્યોને શાસ્ત્રો સર્ટિફીકેટ આપે છેઃ—

**धर्मेण हीनाः पशुभिः समानाः।**

અર્થાત્ ધર્મહીન મનુષ્ય પશુસમાન છે, પશુઓનાં સન્તાનો પણ પશુ જ બને છે, એ એક ચોક્કસ નિયમ છે, એટલા માટે અધર્મી મનુષ્યની સન્તતિ પાપી જ થાય છે. અગ્નિવેશ રામાયણમાં એનું વિવેચન એક આખ્યાયિકા દ્વારા બહુ જ સારી રીતે કરવામાં આવ્યું છે.

વનવાસમાં જગદમ્બા શ્રી સીતાએ એક દિવસ ભગવાન્ શ્રીરામને કહ્યુંઃ—

"પ્રભો! આપ લક્ષ્મણને બહુ જ નિશ્ચલ અને સંયમી જણાવો છો, પરન્તુ મને એ વિષે શંકા રહે છે, મને જણાય છે કે એ શુદ્ધ સંયમી નથી."

શ્રીરામે સીતાજીને બહુ સમજાવ્યાં અને કહ્યુંઃ—

"સીતે! સુવર્ણની લગડીની ગમે તે રીતે પરીક્ષા કરવામાં આવે, તો પણ તે સુવર્ણ જ રહે, લક્ષ્મણ એક યોગી છે—સંયમશીલ યોગી છે, આપ એની ગમે તે રીતે પરીક્ષા કરી લો, પરન્તુ યાદ રાખજોઃ—

"नायाति भक्तद्रोहकृत्"

અર્થાત્ મારા ભક્તોનો દ્રોહ કરનારા મારા પાસે રહી શકતા નથી." મારા ભક્તો નિર્મળ, શાન્ત અને કામ-ક્રોધાદિથી પર હોય છે. લક્ષ્મણના સંયમમાં શંકા કરવી નકામી છે.

સીતાજી માન્યાં નહિ. કદાચિત્ મર્યાદાપુરુષોતમ ભગવાનદ્વારા એ જ કારણથી–એ જ બહાનાથી ભગવતી સીતા દંડ પામ્યાં હોય! પ્રભુની લીલા તો પ્રભુ જ જાણે.

બાલ, રાજા અને સ્ત્રીની હઠ પ્રસિદ્ધ છે, નિર્ગુણ ભગવાન પણ શરીર ધારણ કરીને આજે એ હઠથી બચી ન શકયા. અંતમાં સીતાજીની હઠનો જ વિજય થયો' ભગવાન્ શ્રીરામે સીતાજીને કહ્યું:—

"જેવી તમારી મરજી! કાલે સવારમાં લક્ષ્મણ તમારી પાસે હશે, અને લક્ષ્મણની જગ્યાએ હું ફળ-ફૂલ લેવા જઈશ, ત્યારે તમારે તેની પરીક્ષા લેવી."

બીજે દિવસે પ્રભાત થતાંજ ભગવાન્ શ્રીરામે કહ્યું:—

"લક્ષ્મણ! આજે ફલફૂલ લેવા હું જવાનો છું: તમારે આ પર્ણકુટીનું અને સીતાનું રક્ષણ કરવું."

લક્ષ્મણને શ્રીરામની આજ્ઞાનું પાલન કરવામાં શું વાર હતી? તેમણે કહી દીધું:–" જેવી પ્રભુની આજ્ઞા."

લક્ષ્મણ પ્રત્યેની સહાનુભૂતિથી શ્રીરામના નેત્રોમાંથી બે અશ્રુ-બિંદુઓ ટપકી પડયાં, તેઓ વનમાં ચાલી નિકળ્યા, અને પર્ણકુટીની બહાર બેસીને લક્ષ્મણ ચોકી કરવા લાગ્યો.

"લક્ષ્મણ!" સીતાજીએ અવાજ કર્યો.

"જી માતાજી! કહીને લક્ષ્મણે પર્ણકુટીમાં પ્રવેશ કર્યો.

"મને ઉંઘ આવે છે લક્ષ્મણ!"

"ખુશીથી નિદ્રા કરો માતાજી! આ સેવક ચોકી કરવા માટે બહાર બેસશે."

"—પરન્તુ લક્ષ્મણ! સૂવાના સાધનમાં તકીઓ નથી, એક તકીઆની સગવડ કરી આપો."

આજ્ઞાકારી લક્ષ્મણને ક્યાં ખબર હતી કે આ એમની પરીક્ષા થઈ રહી છે. તે બહાર ગયા અને એક પત્થર ઉઠાવી લાવ્યા અને સીતાજીના મસ્તક નીચે મૂકીને બોલ્યાઃ—

"—શયન કરો માતાજી!"

સીતાજી થોડીવાર સૂતાં અને ફરીવાર બેઠાં થયાં, લક્ષ્મણે પૂછ્યું–"કેમ માતાજી!"

તકીઓ બહુ જ કઠણ છે, કોઈ બીજું સાધન લાવો."

ઘાસનો એક તકીઓ બનાવી લાવીને લક્ષ્મણે સીતાજીના મસ્તક નીચે મૂકી દીધો.

સીતાજીએ શયન કર્યું પણ ક્ષણમાત્રમાં બેઠાં થયાં અને બોલ્યાંઃ–"લક્ષ્મણ! સમજતા નથી, તકીઓ બહુ જ ખુંચે છે, કોઈ બીજો લાવી આપો."

લક્ષ્મણજી બહાર ગયા, અને કોમળ પાન વીણી લાવીને એક તકીઓ બનાવીને હાજર કર્યો.

સીતાજી ફરીવાર સૂતાં અને થોડી જ વારમાં પ્રથમની જેમ બેઠાં થઇ ગયાં.

ચપરાસીની માફક ફરીવાર લક્ષ્મણજી દોડયા અને તેમણે કુતૂહલભાવથી પૂછ્યુંઃ—

"શું વાત છે માતાજી?"

"જાણુતા નથી લક્ષ્મણ?" સીતાજીએ હવે સત્તાજનક સ્વર શરૂ

કર્યો–"તમારો આ તકીઓ ઠંડો લાગે છે, શરદી લાગી જશે તો શું થશે?"

"માતાજી!" લક્ષ્મણે હાથ જોડીને કહ્યું;–"વનમાં ઘાસ, પત્થર અને પાંદડાંઓ સિવાય બીજું શું મળે?"

"લક્ષ્મણ! તમે પલોંઠી લગાવીને અહીં બેસો, હું તમારી સાથળ પર શિર મૂકીને સૂઇ જઇશ."

"માતાજી! આ ઉપાય ઠીક નથી, શાસ્ત્રમર્યાદાથી વિરુદ્ધ છે. શાસ્ત્રમાં તો ત્યાં સુધી બતાવ્યું છે:—

**मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनं विशेत्**
**बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति। (मनुस्मृति)**

અર્થાત્ માતા, બહેન કે પુત્રીની સાથે પણ એકાન્તમાં એક આસને બેસવું નહિ, કારણ કે ઇન્દ્રિયોનો સમૂહ એટલો બધો બલવાન છે કે–તે જ્ઞાની–વિદ્વાનને પણ વિષયોની તરફ ખેંચી જાય છે."

"લક્ષ્મણ!" સીતાજીના અવાજમાં રોષભાવ જણાતો હતો. "હું જાણું છું કે તમે બહાર અને અંદર જુદો જુદો ભાવ રાખો છો, આ સામેના જલાશય ઉપર જુઓ" કહીને સીતાજીએ પોતાનો હાથ લાંબો કર્યો.

**"મન કાલા તન ઉજલા બગલા કપટી અંગ**
**એથી તો કાગા ભલા, તન–મન એક જ રંગ."**

આ શબ્દોએ લક્ષ્મણના હૃદયને સીધી ચોટ લગાવી, શેષનું સ્વરૂપ તો એ હતા જ; એમણે આવેશથી કહ્યું:—

"જો હું સાચા ક્ષત્રિયનો પુત્ર છું તો મને કોઇ પ્રકારનો ભય નથી. હું જો સાચાં ધર્મપ્રાણ માતા–પિતાનો સન્તાન છું, તો મને

કોઈ આપત્તિ નથી, એટલું કહીને લક્ષ્મણે પલોંઠી લગાવી, સીતાજી એમના ખોળામાં મસ્તક રાખીને સૂઈ ગયાં.

"લક્ષ્મણ!" પર્ણકૂટીની બહારથી અકસ્માત્ કોઇનો અવાજ આવ્યો; આવા નિર્જન અરણ્યમાંથી નવીન અવાજ આવવાથી લક્ષ્મણ ચમકયા, લક્ષ્મણ વિચાર કરી રહ્યા હતા એટલામાં ફરી એ જ અવાજ આવ્યો:—

"લક્ષ્મણ!"

લક્ષ્મણે વિચાર કર્યો:—હવે હું જવાબ નહિં આપું તો બોલાવનારના દિલમાં અવશ્ય શંકા આવશે, એટલે એણે જવાબ આપ્યો:—

"કોણ ભાઇ?"

"હું છું; એક પોપટ" પંચવટીના વૃક્ષમાંથી એક પોપટનો અવાજ આવ્યો.

"શું કહો છો ભાઈ?" લક્ષ્મણે પૂછ્યું.

"હું તમારી આગળ પ્રશ્ન કરૂં છું." પોપટ બોલ્યો:—

"હું કોઈ વિદ્વાન્ કે પંડિત નથી છતાં તમારા પ્રશ્નનો યથોચિત ઉત્તર આપીશ." લક્ષ્મણે જરા હાસ્ય કરીને જવાબ આપ્યો.

મિત્રો! જરા ખ્યાલ કરો, ડઝનબંધી સંતાન પેદા કરવા વાળાં મનુષ્યો માબાપ કહેવાતાં નથી, એક કવિ લખે છે:—

**જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર;**
**નહિં તો રહેજે વાંઝણી, નહિં ગુમાવીશ નૂર.**

પોપટે પ્રશ્ન કર્યો:—

**पुष्पं दृष्ट्वा फलं दृष्ट्वा दृष्ट्वा स्त्री यौवनं तथा,**
**त्रिणि रत्नानि दृष्ट्वैव कस्य नोच्चलते मनः?"**

"લક્ષ્મણ! બગીચાનાં સુવાસિત પુષ્પોને જોઇને, બાગનાં

સુંદર–પાકેલાં ફલને જોઇને અને યુવતી સ્ત્રીને જોઇને એવો કયો પુરુષ છે કે જેનું મન ચલિત ન થાય?

પ્રશ્ન સાંભળીને લક્ષ્મણે વિચાર કર્યો કે વાત તો મારા ઉપર જ લાગુ પડે છે, જો હું આનો ઉત્તર નહિં આપું તો એ યોગ્ય ગણાશે નહિં; એમ માનીને લક્ષ્મણે જવાબ આપ્યો:—

"પોપટ! તમારી વાત તો ઠીક છે. પરન્તુ

**पिता यस्य शुचिर्दक्षः माता यस्य पतिव्रता।**
**द्वाभ्यां यस्य च सम्भूतिस्तस्य नोच्चलते मनः॥**

જેના પિતા વિવેકી અને પવિત્ર હોય, જેની માતા પતિવ્રત ધારણ કરનારી હોય એવાં માતા–પિતારૂપી બે રત્નોમાંથી ત્રીજું જે સંતાનરૂપી રત્ન ઉત્પન્ન થાય છે તેનું મન કોઈ દિવસ ચલિત થતું નથી."

અને શાસ્ત્ર તો ત્યાં સુધી કહે છે કે:—

**दुःशीलो मातृदोषेण पितृदोषेण मूर्खता।**
**अदाता वंशदोषेण आत्मदोषे दरिद्रता॥**

જો બાલક ખરાબ સ્વભાવવાળો બન્યો હોય તો એ એની માતાનો દોષ છે, કારણ કે સો શિક્ષકો કરતાં એક માતાનું શિક્ષણ અધિક છે બાલક મૂર્ખ બન્યો હોય તો તે એના પિતાનો દોષ છે. બાલક જો લોભી હોય તો એ એની વંશપરંપરાનો દોષ છે, અને ગરીબી–નિર્ધનતા એ પોતાનો આત્મદોષ એટલે કર્મનો દોષ છે.

એટલા માટે હિન્દુત્વમાં સ્ત્રીને ઋતુકાલથી લઇને પ્રસૂતિ પર્યન્ત એકાન્તવાસ અને મનોનિયોગની વાતો સમજાવવામાં આવી છે, ત્યારે જ પોતાનો બાલક સાચો "હિન્દુ" કહેવાવાને લાયક બને છે, અસ્તુ. લક્ષ્મણે કહી બતાવ્યું કે:—જે પાપની શંકા કરે છે તે શુદ્ધ માતાપિતાનું સંતાન નથી. પોપટે વિચાર કર્યો કે:—આ

વાત તો બરાબર મારા ઉપર જ ઘટે છે એટલે તેણે કહ્યું:—" લક્ષ્મણ ! ફરી એક બીજો પ્રશ્ન કરૂં ? "

" કરો ભાઇ ઉત્તર અપાશે તો આપીશ." લક્ષ્મણે પ્રત્યુત્તર આપ્યો,

પોપટે પ્રશ્ન કર્યો:—

**अग्निकुण्डसमा नारी घृतकुम्भसमः पुमान् ।**
**जानुस्थिता परस्त्री चेत् कस्य नोच्चलते मनः? ॥**

' લક્ષ્મણ ! (શાસ્ત્રો કહે છે કે-) સ્ત્રી અગ્નિકુંડ સમાન છે. અને પુરુષ ઘી ભરેલા ઘડાની સમાન છે, બન્ને વસ્તુઓ સાથે રહેવી અયોગ્ય છે, આવી અવસ્થામાં જો પરસ્ત્રી પોતાની જંઘા ઉપર મસ્તક રાખીને શયન કરતી હોય તો એવો મહાપુરુષ કોણ છે કે જેનું મન-ચલિત ન થાય ? "

લક્ષ્મણે પ્રત્યુત્તર આપ્યો:—

" ભાઇ પોપટ ! તમારો પ્રશ્ન તો બરાબર છે પરન્તુઃ—

**मनो मत्त गजस्येव दिक्षु धावति सर्वदा ।**
**ज्ञानांकुशः करे यस्य तस्य नोच्चलते मनः ॥**

મન તો એક મદોન્મત્ત હાથી સમાન છે, જેવી રીતે હાથી ઉન્મત્ત બનીને વૃક્ષોને તોડી ફાડી નાખે છે; તેવી રીતે મન વિષયો માટે આમતેમ ફર્યા જ કરે છે. પરન્તુ જેના હાથમાં જ્ઞાનરૂપી અંકુશ છે, તે વિચારશીલ મનુષ્યનું મન કદાપિ ચલિત થતું નથી.

પાઠકો ! ભગવાન્ શ્રી રામે સીતાજીના મનનું આ રીતે સમાધાન કર્યું. સીતાજીને પણ ખાત્રી થઇ ગઇ કે લક્ષ્મણ યોગી છે. એના મનમાં વિકારોને સ્થાન નથી.

પ્રેમીઓ ! આ છે માતા-પિતાના ઉત્તમ સંસ્કારોનું ફલ. હિંદુત્વના પતનનું આ જ મુખ્ય કારણ છે, કે-આજ સાચાં માતા-

પિતાનો જ અભાવ છે, વિચાર કરો! આજની માતાઓ પોતાના બાલકને આજે દૂધની સાથે શું પાય છે? આ વિષયમાં જો પૂર્ણ ઇતિહાસ લખવામાં આવે તો કદાચ એક મહાભારત થઇ જાય, છતાં આપ લોકોની આગળ એક ઉદાહરણ રજુ કરીને હું મુખ્ય વિષય ઉપર આવીશ.

એક ઋષિના આશ્રમમાં એક બહુ જ સુંદર કન્યા રહેતી હતી. તપપ્રભાવથી ઉત્પન્ન થયેલી એ કન્યા મોટી થવા લાગી. માતા-પિતાના સંસ્કારો સારા હતા એટલે એ કન્યા પણ ધર્માત્મા નિકળી: એક દિવસ ફરતાં ફરતાં દત્તાત્રેય મહારાજ એ આશ્રમમાં પધાર્યા.

જરા ધ્યાન આપો:—વિભીષણ હનુમાનજીને કહે છે કે:—

**अब मोहि भरोस भा हनुमन्ता,**
**बिनु हरिकृपा मिले नहिं सन्ता ।**

સન્ત પોતાને ત્યાં પધારે તો એની ઝોળીમાં માયાનાં ઠીકરાં ન બાંધજો, એનાથી પાપ લાગે છે, એક મહાત્માને તપોભ્રષ્ટ કરવાનું એ પ્રાયશ્ચિત્ત કદાપિ લેશો નહિ. મહર્ષિ યાજ્ઞવલ્ક્ય કહે છે કે:—

**यतिं च काञ्चनोपेतं दृष्ट्वा चक्षुर्निमीलयेत् ।**

અર્થાત્ ત્યાગી પુરુષોના હાથમાં દ્રવ્ય જોઇને મનુષ્યે પોતાની આંખો બંધ કરી દેવી. કારણ કે એ જોવાથી ત્રણ પાપ લાગે છે.

અને સત્પુરુષ પોતાને ઘેર આવે તો એની પાસે પુત્રાદિ સંસારનું સુખ માગશો નહિં. અવધૂતગીતામાં બતાવ્યું છે:—

**गुरुप्रज्ञाप्रसादेन मूर्खो वा यदि पण्डितः ।**
**यस्तु सम्बुध्यते तत्त्वं विरक्तो भवसागरात् ॥**

અર્થાત્ ગુરુકૃપાના પ્રભાવથી મૂર્ખ અથવા પંડિત પણ જો તત્ત્વ સમજી લે તો માયાથી વિરક્ત બની જાય.

ઋષિકુમારીને ગુરુ મળ્યા, અને સંસાર તરવાનો માર્ગ એણે

ખોળી કાઢયો. એણે ગુરુસેવા કરી અને એના બદલામાં ગુરુજીએ એક મંત્રનો ઉપદેશ આપ્યો. કુમારી પ્રસન્ન થઈ ગઈ. ગુરુજી વિદાય થયા.

થોડા દિવસ બાદ અયોધ્યાનરેશ ત્યાં શિકાર ખેલવા આવ્યા. અને પૂર્વસંસ્કાર મુજબ ઋષિકુમારી આજે રાજરાણી બની ગઈ.

આનું નામ છે સંસાર. એના સંબંધમાં નટનાગર પ્રભુ "**राईका पर्वत करे पर्वत राई होत**" સર્વ કરવાને સમર્થ છે. રાજાએ રાણીને પોતાની સાથે આવવા આગ્રહ કર્યો.

"હું આપની સાથે રાજ્યમાં આવવા તૈયાર છું, પરન્તુ એક શરત છે." રાણીએ કહ્યું.

રાજાએ પ્રેમથી પૂછ્યું:—"સામ્રાજ્ઞી! શું શરત છે?"

"મને જેટલાં સન્તાન થાય, તેમને શિક્ષણ આપવાનું કામ મારે હાથે થવું જોઇએ."

રાજાએ એ શરતનો સ્વીકાર કર્યો.

× × ×

રાજ્યમહેલની બારીઓની અંદર ગૃહસ્થજીવનની શરૂઆત થઈ, એક, બે, પાંચ, સાત એમ કરતાં દશ માસ વ્યતીત થયા, ઋષિકુમારીને એક પુત્ર ઉત્પન્ન થયો, રાજા બહુ જ પ્રસન્ન થયો, અનેક દાનો આપ્યાં, અને પુત્રનું નામ "વિક્રાન્ત" રાખવામાં આવ્યું.

પુત્રને માતાએ પોતાના ખોળામાં સૂવાડયો, તેલનું મર્દન કરાવ્યું. બાલક રડવા લાગ્યો. પોતાના કુમારને રડતો જોઈને માતા બોલી:—

**शुद्धोऽसि रे तात! न तेऽस्ति नाम,**
**कृतं च ते कल्पनया ऽधुनैव ।**
**पञ्चात्मकं देहमिदं न तेऽस्ति,**
**नैवास्यत्वं रोदिषि कस्य हेतोः ॥**

**मार्कण्डेयपुराण.**

અર્થાત્ હે પુત્ર! તું તો શુદ્ધ આત્મા છે, તારૂં કંઈ જ નામ નથી, (કારણ કે,-વેદાન્તિઓના મતમાં નામરૂપ મિથ્યા છે) હમણાં જ તેની કલ્પના કરવામાં આવી છે, આ પંચભૌતિક દેહ તારો નથી, અને આ દેહનો તું નથી; તો પછી તું શા માટે રડે છે?

હિન્દુ માતાઓ! જરા ખ્યાલ કરો કે તમારી એક બહેન પોતાના પુત્રને સ્તનપાન સાથે શું પાય છે? અને તમે તમારાં સંતાનોને શું પાઈ રહ્યાં છો? બાલક રડે તો તમે 'હાઉ' થી ડરાવો છો, 'બાવા'ની પાસે પકડાવો છો, બહુ આગળ વધો તો 'સીપાઈ'ની પાસે પકડાવવાની વાત કરો છો. પરન્તુ આ આદર્શદેવી હજી પણ પોતાના પુત્રને શું શિક્ષણ આપે છે?-

**तातेति किञ्चित्तनयेति किञ्च—**
**दम्बेति किञ्चिद्दयितेति किञ्चित् ।**
**मामेति किञ्चिन्न ममेति किञ्च—**
**द्भौतं हि संघं बहुधा लपेथाः ॥**

અર્થાત્ પિતા, પુત્ર, માતા, પત્ની, મારૂં, તારૂં એ કોઈ વાસ્તવમાં સાચું નથી, માત્ર પંચભૂતનાં પૂતળાંને જ સંબંધે કહેવામાં આવે છે, આત્મા તો સર્વનો એક જ છે.

આ પ્રકારે રાણીએ પોતાના પુત્રને અહર્નિશ આત્મબોધ આપીને સંન્યાસી બનાવી દીધો. બાલકે કમંડલુ લીધું અને વનનો માર્ગ લીધો. શું આજની માતાઓ આવો એક પણ પુત્ર આપી શકશે? હજારો અયોગ્ય પુત્રોના કરતાં એક જ યોગ્ય પુત્ર ઉત્પન્ન કરો અને એનું દેશ, ધર્મ તેમજ જાતિને માટે બિલદાન કરી દો. જો એવો એક સપુત હશે તો બેડો પાર છે અને નહિં તો:—

एकेनापि सुपुत्रेण सिंही स्वपिति निर्भयम्।
शतैरपि कुपुत्रैस्तु भारं वहति गर्दभी ॥

સિંહણ એક જ પુત્ર ઉત્પન્ન કરે છે અને વનમાં નિર્ભય બનીને સૂવે છે, કારણ કે એ જાણે છે કે મેં એક એવો સિંહ પેદા કર્યો છે કે જે આખાયે વનને સંભાળી શકે તેમ છે, અને ગધેડી બીચારી સેંકડો બચ્ચાં પેદા કરવા છતાં ભાર વહન કરીને જ મરે છે, અને એવી જ રીતે એનાં બચ્ચાંઓ પણ ભાર જ ઉઠાવવામાં જીવન સમાપ્ત કરે છે. હવે જે તમોને ઠીક લાગે તે કરજો. પરન્તુ રાણીએ તો એક નહિં, બે નહિં, ત્રણ કુમારોને એ જ પ્રકારે જન્મ આપ્યો અને મુક્તિનો માર્ગ બતાવી દીધો.

ચોથા કુમારનો જન્મ થયો ત્યારે જ્યોતિષીઓએ કહ્યું કે— "મહારાજ! હવે પછીથી આપને સન્તતિનો યોગ નથી. આ છેવટનો પુત્ર છે, જેમ આપને યોગ્ય લાગે તેમ કરો."

રાજાએ વિચાર કર્યો કે "રાણી તો મળી, પરન્તુ જેટલા પુત્રો ઉત્પન્ન થાય છે તેને બધાંને મુક્તિને માર્ગે ચડાવનારી મળી: મારો વંશ નાશ પામી રહ્યો છે, હવે રાણીને કંઈક સમજાવીને આ પુત્રથી મારો વંશ સુરક્ષિત રહે તેવો ઉપાય કરવો જોઇએ."

વિચાર કરીને રાજા રાણીની પાસે આવ્યો અને રાણીને સમજાવવા લાગ્યો કે:—"તું મારી સન્તતિનું નિકંદન શા માટે કાઢી રહી છે? આ સાધુપુત્રોથી મારા રાજ્યનું શું કલ્યાણ થવાનું છે?"

રાણીએ હાથ જોડીને કહ્યું:—"મહારાજ! સાધુપુરુષો જ જગત્નું કલ્યાણ કરનારા હોય છે, છતાં આપને જે કંઇ આજ્ઞા આપવી હોય, તે આપો. હું શિરોધાર્ય કરવા તૈયાર છું."

રાજાએ કહ્યું:—"સામ્રાજ્ઞી! જેથી કર્મમાર્ગનો અને મારા વંશનો નાશ ન થાય, એવું કર્તવ્ય કરો, આ પુત્રને તમો કર્મમાર્ગમાં અને પ્રવૃત્તિમાર્ગમાં લગાવો કે જેથી તે ધર્મપૂર્વક પ્રજાનું પાલન કરી શકે."

રાણી હસી પડી અને બોલી:–" મહારાજ ! એમાં શું મોટી વાત છે ? હિન્દુ નારી જેવાં ધારે તેવાં પોતાનાં સન્તાનોને બનાવી શકે છે, સ્ત્રીઓના હૃદયમાં હલાહલ વિષ પણ ભર્યું છે; કે જે બાલકોનું જીવન નષ્ટ કરી શકે છે, અને સ્વચ્છ અમૃત પણ ભર્યું છે, કે જે પોતાનાં સંતાનોને અમર કરી શકે છે. બહુ સારૂં મહારાજ ! આજે હું આ બાળકનું નામ અલર્ક રાખું છું અને મારા ઉપદેશથી આ રાજકુમાર પ્રવૃત્તિમાર્ગ પરાયણ થશે.

× × ×

રાજકુમાર અલર્ક માતાના ખોળામાં સૂતો છે, માતા એને તેલમર્દન કરી રહી છે, અલર્ક રડવા લાગ્યો એટલે માતા કહેવા લાગી :—

**धन्योऽसि रे यो वसुधामशत्रु—**
**रेकश्चिरं पालयितासि पुत्र ! ।**
**तत्पालयादिन्द्रसमोपभोग्यं,**
**धर्मं फलं प्राप्स्यसि चामरत्वम् ॥**

હે પુત્ર ! તું ધન્ય છે કે શત્રુરહિત બનીને તું એકલો જ આ પૃથ્વીનું પાલન કરવાનો છે, પૃથ્વીપાલન કરવાના ફળરૂપે તું ઈંદ્રની માફક સંપૂર્ણ ધર્મનું ફલ ભોગવજે, અને અંતે દેવપણું પ્રાપ્ત કરજે પરન્તુ એમાં અભિમાન કરીશ નહિં, ધ્યાન રાખજે; આ રાજ્ય તારા માટે નથી. કેવલ ભોગ ભોગવવા માટે જ નથી, જો ભોગમાં જ ધ્યાન રહ્યું તોઃ—

**अशनं मे वसनं मे जाया मे बन्धुवर्गो मे**
**इति 'मेमे' कुर्वाणं कालवृको हन्ति पुरुषाजम् ।**

મારૂં ભોજન, મારાં વસ્ત્રો, મારી સ્ત્રી, મારા ભાઈઓ, એ પ્રકારે મે-મે-કરનારા પુરુષરૂપી બકરાને કાલરૂપ વાઘ ખાઈ જાય છે. એટલા માટે જઃ—

**सुब्राह्मणान् पर्वसु तर्पयेथाः,**
**समागमं बन्धुषु पूरयेथाः**
**हितं परस्मै हृदि चिन्तयेथाः**
**मनः परस्त्रीषु निवर्तयेथाः ॥**

બેટા! સત્કર્મો કરીને બ્રાહ્મણોને દાન આપીને, તૃપ્ત કરજે, કારણ કે '**गेही दानेन शुद्ध्यति**' ગૃહસ્થાશ્રમી મનુષ્ય દાનથી શુદ્ધ થાય છે, સમાગમ હિતૈષી બંધુઓથી રાખજે હંમેશાં બીજાના હિતનું ધ્યાન રાખજે, પરસ્ત્રીમાં ચિત્ત કદાપિ લાગવા દઇશ નહિં, આટલું કહ્યા છતાં માયામાં ચિત્ત લગાવીશ નહિં, માયા શી વસ્તુ છે—એ કેવી રીતે ફસાવી મારે છે—તે ગો. શ્રી તુલસીદાસજી બતાવે છે:—

**"'मैं' 'तैं' 'तोर' 'मोर' यह माया**
**यामें भूलेसि जीवनिकाया"**

'હું અને 'તું;' 'મારૂં' અને 'તારૂં' બસ, એ ચાર જ માયાનાં સ્વરૂપો છે, સંપૂર્ણ વિશ્વ એમાં જ ભૂલું પડયું છે, રાણી પોતાના પુત્ર અલર્કને કહી સંભળાવે છે કે બેટા!—

**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत।**

સાંસારિક સુખ ક્ષણિક અને નિરર્થક છે માટે એના પરથી મનને હટાવી લેવું જોઇએ. ભગવાન્ ગીતામાં કહે છે કે '**पद्मपत्र-मिवांभसि**' એટલે જેમ જલમાં કમલનાં પત્રો રહે અને જલથી અલિપ્ત રહે છે, તેવી જ રીતે સંસારમાં રહેવું છતાં સંસારથી લેપાવું નહિં. કેવી રીતે? રાણી આગળ બતાવે છેઃ—

**सदा मुरारिं हृदि चिन्तयेथा—**
**स्तद्ध्यानतोऽन्तः षडरीञ्जयेथाः।**
**मायां प्रबोधेन निवारयेथा**
**ह्यनित्यतामेव विचारयेथाः ॥**

અર્થાત્ હૃદયમાં સર્વદા ભગવાન્ શ્રીકૃષ્ણનું ધ્યાન કરજે, ધ્યાન દ્વારા અંતઃકરણમાં રહેનારા કામ–ક્રોધાદિ છ શત્રુઓના ઉપર વિજય મેળવજે, જ્યારે માયાનું આવરણ આવે, ત્યારે જ્ઞાનદ્વારા તેને નષ્ટ કરજે, અને સંસારમાં રહ્યા છતાં એને અનિત્ય સમજજે.

સજ્જનો! કહો, અમૃત અને ઝેર બન્ને વસ્તુઓ માતાના સ્તનમાં ભરેલ છે કે નહિં? ભારતીય સ્વતંત્રતાની ઇચ્છાવાળા બંધુઓ! ગુલામોની પાસે સ્વતંત્રતા ટકી શકતી નથી, પહેલાં આદર્શ સંસ્કૃતિનો પ્રચાર કરો, સ્વતંત્રતા તો 'હિન્દુત્વ'માં પોષાયેલો એક–એક બાલક પણ લઇ શકે છે. આવાં અનેક ઉદાહરણો હિંદુ-ઇતિહાસમાં અમર છે. અસ્તુ. માતાની શિક્ષા–દીક્ષામાં પાળાઇ–પોષાઇને બાલક અલર્ક મોટો થયો.

ભારતીય મર્યાદા અનુસાર રાજાએ વિચાર કર્યો કે પુત્ર હવે અવસ્થા લાયક થયો છે; માટે એનો રાજ્યાભિષેક થવો જોઇએ. તરત મંત્રીઓને આજ્ઞા કરવામાં આવી, તૈયારી કરીને સર્વને નિમંત્રણ આપવામાં આવ્યું. આ મહોત્સવમાં સર્વ રાજાઓ પધાર્યા; અને સાથે સાથે વિક્રાન્ત, શત્રુમર્દન અને સુબાહુ નામના અલર્કના મોટા ભાઈઓ કે જે સંસારથી વિરક્ત બની ચૂક્યા હતા તેઓ પણ આવ્યા. ધામધૂમથી રાજ્યાભિષેકનો પ્રારંભ થયો.

પેલા ત્રણે ભાઇઓએ વિચાર કર્યો કે આપણો આ નાનો ભાઈ તો હવે માયામાં ફસાઈ પડવાનો છે, માટે આપણે એને બોધ આપવો જોઇએ, એમ નિશ્ચય કરીને તેઓએ માતાનો આપેલો મહામંત્ર ગાવાનું શરૂ કર્યું:—

'शुद्धोऽसि बुद्धोऽसि निरञ्जनोऽसि
संसारमायापरिवर्जितोऽसि॥

'હે ભાઇ! તું શુદ્ધ, જ્ઞાની, નિરંજન અને સંસારથી મુક્ત

છે," આ ઉપદેશનાં વાક્યો નપુંસક વ્યવહારની જેમ અલર્ક રાજાને બહુ જ ખુંચ્યાં, (કારણ કે બ્રહ્મ શબ્દ નપુંસક માનવામાં આવ્યો છે) રાજાને ક્રોધ ચડેલો જોઇને રાણી વચમાં આવીને ત્રણે મોટા પુત્રોને કહેવા લાગી:—

"બેટા! આના ઉપર મારા જ્ઞાનની અસર છે, બીજા કોઇની નથી, અને આ તમારા નાના ભાઇ—અલર્કને પ્રવૃત્તિમાર્ગનો ઉપદેશ આપનાર પણ હું જ છું, ભારતીય સંતાનો પર માતા સિવાય અન્ય કોઇના ઉપદેશની યોગ્ય અસર ઉત્પન્ન થતી નથી, મેં તમને ત્રણેને આત્મજ્ઞાનનો બોધ આપ્યો છે અને આ તમારા નાના ભાઇને મેં દૂધની સાથે આ ઉપદેશ પાયો છે:—

राज्यं कुर्वन्सुहृदो नन्दयेथाः
साधून् रक्षंस्तात यज्ञैर्यजेथाः ।
दुष्टान्निघ्नन् वैरिणश्चाजिमध्ये,
गोविप्रार्थे वत्स! मृत्युं भजेथाः ॥

"અર્થાત્ બેટા! રાજ્ય કરતાં કરતાં મિત્રોને આનંદ આપજે, કારણ કે:—

अस को जन्मा है जगमांहिं,
प्रभुता पाई जाहि मद नांहि ।

પ્રભુતા મેળવ્યા બાદ મનુષ્ય પોતાના મિત્રોને ભૂલી જાય છે, એનું ધ્યાન ઘણાઓને રહેતું નથી. તાત! સજ્જનોની રક્ષા કરજે, દુષ્ટોનું દમન કરીને અશ્વમેધાદિ યજ્ઞોદ્વારા દેવોનું પૂજન કરજે, શત્રુઓનો વિનાશ કરજે, અને ગાયો તથા બ્રાહ્મણોને માટે પ્રાણ સમર્પણ કરી દેજે."

આટલું કહીને રાણીએ એક તાવીજ અલર્કને આપ્યું અને કહ્યું કે:—"જ્યારે તારા ઉપર આપત્તિ આવે, એ સમયે આ તાવી-

જને તું બોલજે."

આટલો ઉપદેશ આપીને રાજા-રાણી વનમાં ચાલ્યાં ગયાં. રાજ્ય કરતાં કરતાં અલર્ક રાજાને ઘણાં વર્ષો થઇ ગયાં.

પેલા વનવાસી ભાઇઓને વિચાર થયો કે:-આપણો ભાઈ રાજ્યમદમાં અજ્ઞાની બની ગયો છે, તેને સન્માર્ગ પર લાવવો જોઈએ. ઘણો વિચાર કર્યા બાદ તેઓ પોતાના મામા કાશીરાજની પાસે ગયા અને ખોટું જ કહ્યું કે:—"અમારો ભાઇ આલર્ક અમોને રાજ્યનો ભાગ આપતો નથી માટે કૃપા કરીને આપ અમને અમારો ભાગ અપાવો."

કાશીરાજાએ પોતાના ત્રણે ભાણેજોને સહાયતા આપવા માટે કંઇ પણ વિચાર્યા વિના જ અલર્કના રાજ્ય પર ચઢાઈ કરી, અલર્ક ગભરાઇ ગયો અને વિચાર કરવા લાગ્યો:—"હવે શું કરવું ? આ મારો શત્રુ કોણ છે ? એનાથી કેવી રીતે બચી શકાય ?"

વિચાર કરતાં કરતાં એને માતાનું આપેલું તાવીજ (માદળીયું) યાદ આવ્યું, તરત જ એણે એને ખોલ્યું એમાંથી એક લખેલો પત્ર મળી આવ્યો, એમાં ગુરુ દત્તાત્રેયનો આપેલો આ મંત્ર લખેલો હતો:—

'अनित्यानि शरीराणि कस्यार्थं कुरुतेऽघः ?।

"સંસારના સર્વ પદાર્થ ખોટા છે, શરીર પણ મિથ્યા છે, તો પછી તું આ પાપ કોના માટે કરે છે? ચાર દિવસની જીંદગીને માટે ?"

—આ મંત્ર વાંચીને અલર્કને જ્ઞાન થયું, અને એના મોંમાંથી નિકળેલા અક્ષરો આકાશમાં ગુંજવા લાગ્યા:=-

"માતા મદાલસા! તને ધન્ય છે."

"રાજા અલર્કે ચડાઇના ખબર અને કોલાહલ સાંભળીને પોતાના મંત્રીને બોલાવ્યો અને આજ્ઞા કરી:—

"મંત્રી! કયા રાજાએ આપણા ઉપર ચઢાઇ કરી છે? તમે હમણાં જ એના પાસે જઈને કહી દો કે જો તમારે આ રાજ્યનો કબજો લેવો હોય, તો ખુશીથી લઈ લો, પરંતુ આ નાની સરખી જીંદગીને માટે અનેક મનુષ્યોની કતલ ન કરો."

આ શબ્દો પૂરા થયા એટલામાં જ રાજમહેલમાં અલર્કના ભાઇઓ અને મામાએ પ્રવેશ કર્યો અને અલર્કના મોટા ભાઇએ કહ્યું:—

"અલર્ક! ચિંતા ન કર, આ લડાઈ રાજ્યપ્રાપ્તિ માટે ન હતી. માત્ર ત્યાગ માટે જ હતી, અને અમારી એ શંકા દૂર થઇ છે કે તું રાજમદમાં ફસાઇ પડયો હતો, ખરેખર જેમ તું રાજ્યસુખ ભોગવી શકે છે તેમ ત્યાગ પણ કરી શકે છે, અમે સર્વેએ આ બહાનાથી તારી ત્યાગભાવના જોઇ લીધી છે."

અલર્કે એ સમયે અનેક વૈરાગ્યના બોધ વડે પોતાના મામાઓને પણ જ્ઞાની બનાવી દીધા. અને અંતે સૌએ પરમમોક્ષપદને માર્ગે પ્રયાણ કર્યું.

બંધુઓ! આ છે ભારતીય માતાઓના શિક્ષણનો પ્રભાવ: પરન્તુ દુર્યોધનમાં એ શિક્ષણનો અંશ પણ ન હતો, ગાન્ધારી અને ધૃતરાષ્ટ્રની દુર્બુદ્ધિના એ પાકેલા ફલ સમાન હતો. એટલે એ અજ્ઞાનરૂપી વિષથી ભરેલો ઘડો બન્યો હતો.

પોતાના રાજ્ય—ઐશ્વર્યના મદમાં ચૂર બનેલો દુર્યોધન દ્વારિકા પહોંચ્યો, રાજસીવૃત્તિઓને પોતાના અંતઃકરણમાં સ્થાન આપનારા દુર્યોધને સ્નાન—પૂજા કર્યા વિના જ દ્વારિકામાં પ્રવેશ કર્યો. અને જ્યાં શ્રીકૃષ્ણપ્રભુ શયન કરી રહ્યા હતા, ત્યાં આવીને તે વિચાર કરવા લાગ્યો કે:—"ચક્રવર્તી હોવા છતાં મેં કેટલી ભૂલ કરી છે પહેલાં જો કૃષ્ણને પત્ર લખીને ખબર આપી હોત કે હું આવું છું તો મારા

સ્વાગત માટે કંઈ તૈયારી થઇ શકી હોત, અહીં તો બેસવા માટે એક ખુરશી પણ નથી."

બંધુઓ ખ્યાલ કરો કે પ્રભુમંદિરમાં પહોંચ્યા છતાં પ્રભુવિમુખ મનુષ્યોનું ધ્યાન કઇ જગ્યાએ જાય છે? દુર્યોધન વિષયી હતો. એનું મન પણ વિષયો તરફ ખેંચાયું, હવે આપણે અર્જુન ચાલ્યો આવે છે એ તરફ ધ્યાન કરીએ—

માર્ગમાં ચાલતાં ચાલતાં અર્જુન વિચાર કરે છે કેઃ—પ્રાતઃ કાલનો સમય છે, શ્રી કૃષ્ણ પણ સ્નાન–સંધ્યા કરી રહ્યા હશે; માટે હું પણ ગોમતીજીમાં સ્નાનાદિથી નિવૃત્ત થઇને જ શ્રીકૃષ્ણને મળું."

પ્રિય બંધુઓ! આવું ધ્યાન હંમેશાં ધર્મપરાયણ મનુષ્યોને જ આવે છે, બિલાડીને કદાપિ સ્વપ્ન પણ આવે તો એ ઉંદર સિવાય શું દેખે? એવી રીતે વિષયી જીવ કદાપિ ધ્યાન કરે તો પણ વિષય સિવાય એના ધ્યાનમાં અન્ય શું વસ્તુ આવે? એક દૃષ્ટાન્ત છે કે—

ભગવાન શ્રીરામ સીતાવિયોગમાં ફરતાં ફરતાં પંપાસરોવરની પાસે પધાર્યા, અને ત્યાં જોયું તો એક બગલો ધીરે ધીરે પગ ઉઠાવીને સરોવરમાં ચાલી રહ્યો હતો. તળાવો અને નદીઓમાં આપલોકોએ પણ આવાં ઘણાં દૃશ્યો જોયાં હશે. અસ્તુ.

ભગવાને જાણતાં છતાં લક્ષ્મણને બોધ આપવા માટે કહ્યું:—

"पश्य लक्ष्मण ! पम्पायां बकः परमधार्मिकः ।
शनैर्मुञ्चति पादाग्रं प्राणिनां वधशंकया ॥

ભાઈ લક્ષ્મણ! જુઓ, પંપાસરોવરમાં આ બગલો કેટલો ધાર્મિક છે, બીચારો કેટલી શાન્તિથી જોઇ જોઇને પગ મૂકે છે કે જેથી કોઇ પ્રાણી દબાઈને મરી ન જાય.

ભગવાન દયાળુ છે, એમને દયા સિવાય બીજું કંઇ દૃષ્ટિએ પડયું નહિં, પરન્તુ એક માછલીએ જલની ઉપર આવીને કહ્યું:—

**सहवासी विजानाति सहवासिविचेष्टितम् ।**
**बकः किं वर्ण्यते राम! येनाहं निष्कुलीकृतः॥**

હે શ્રીરામ! સાથે રહેવા વાળો જ સાથીની કાર્યશૈલીને જાણી શકે છે, આપ બગલાની શું બડાઇ કરો છો; આ બગલાએ તો અમારા કુલનું સત્યાનાશ કાઢયું છે, અમારો નિર્વંશ કર્યો છે. એ તો જેને વીતી હોય તે જ જાણે. અર્જુનને વીતી ચૂકી છે, આપણને એની શી ખબર પડે? આપણે તો આ જમાનામાં "**भज कल्दारं मूढमते!** ની દશામાં પડયા છીએ! એકના સો ગણા કેવી રીતે થાય? એની ચિંતામાં મૂઢ બની ગયા છીએ. મંદિરમાં જવામાં કે બ્રાહ્મણને એક સીધું આપી દેવામાં જ દાનેશ્વરી કર્ણ બની જઇએ છીએ, મને તો એ જ વિચાર આવ્યા કરે છે કે એક સ્વાર્થાન્ધ વિશ્વાસઘાતી, ઢોંગી જાતિ જીવે છે કેવી રીતે? પ્રભુની સર્વસંહારી દૃષ્ટિ એના ઉપર કેમ પડતી નથી? હું તો આ જાતિને જીવિત રહેવાનું એક જ કારણ માનું છું કે:–એના પૂર્વજોએ આ જાતિ અને ધર્મ માટે પોતાના રક્તનું સિંચન કર્યું છે, એ બહુમૂલ્ય બલિદાનના પુણ્યપ્રભાવથી જ આપણે જીવી રહ્યા છીએ. અસ્તુ.

પ્રિય બંધુઓ! આજની મોંઘવારી, આજની અંધાધૂંધી, અને અને આવાં જ અનેક સંકટોનો અનુભવ ભારતવર્ષે સદીઓથી સહન કર્યો છે, ત્રણ-ત્રણ શાસનોથી કચડાયેલી હિન્દુજાતિ! આજે હવે આંખો ખોલીને જોઈ લે! ભૂતકાલ અને વર્તમાન કાલને જરા મિલાવી જો, વધારે દિવસોની આ વાત નથી, ગઇ કાલે જ ગુજરેલી એક કથા સંભળાવું છું: થોડાં આંસુ એના ઉપર પણ વહાવી લે.

સત્તરમી સદીમાં ભારતવર્ષ ઉપર યવનોનું આક્રમણ થયું,— શીખના દશમા ગુરુ ગોવિંદસિંહે એ આક્રમણનો વિરોધ કર્યો, એકી-સાથે પચીસ વર્ષ સુધી એ આક્રમણનો સામનો થતો રહ્યો, અંતમાં ધર્મથી અજાણ્યા ધર્માત્મા હિન્દુઓની ધાર્મિક ફાટ-ફૂટને કારણે

અથવા કહો કે વાડાનાં બકરાંઓની આંખો બંધ હોવાને કારણે. (મેં સંપ્રદાયોને 'વાડા' શબ્દથી એટલા માટે જ સંબોધ્યા છે કે લગભગ ઘણા સંપ્રદાયોમાં માત્ર એક જ જ્ઞાન આપવામાં આવે છે, કે તમે બીજા સંપ્રદાયમાં જશો નહિ, બીજાના મુખની કથાવાર્તા પણ સાંભળશો નહિં, ત્યાં જવાથી ધર્મમાં બાધ આવે છે, અને એ જ કારણથી સંપ્રદાયના આગેવાનોનો વ્યાપાર ઓછો થઇ જાય છે.) ગુરુ ગોવિંદસિંહને એક સાથી શોધવા માટે થોડા દિવસ માટે યુદ્ધ બંધ કરવાની ફરજ પડી. તેઓ ઉઠયા અને સાથી શોધવાના કાર્યમાં લાગી ગયા.

× ÷ ×

રામસિંહ—" લક્ષ્મણસિંહ! બહુ જ ખરાબ થયું."

લક્ષ્મણસિંહ " શું થયું ભાઈ!"

રામસિંહ—" જે શિકારને માટે આપણે બન્ને મારૂં મારૂં કહીને લડતા હતા, એ શિકાર નહિં, પરન્તુ કોઇનો દુ:ખી અંતરાત્મા છે, જૂઓ, આ હરિણીના પેટમાંથી ત્રણ બચ્ચાં-નિકળ્યાં, એ માતા તો આપણા બાણથી પરલોકમાં ચાલી ગઈ; એનાં પ્યારાં બચ્ચાં માતાના વિયોગમાં તરફડી રહ્યાં છે. લક્ષ્મણસિંહ! શું આવો જ સંસાર હશે? એકનું પતન અને બીજાનો આનંદ! આનું નામ આનંદ કહેવાય ખરો? આ ચાર પ્રાણીઓનો અકારણ દેહત્યાગ અને આપણું માત્ર એકજ ટંકનું ભોજન! આ શું બતાવે છે? શું આનાથી એમ સૂચન નથી થતું કે આ સંસાર સ્વાર્થાન્ધ છે?

શું આવો જ સંસાર છે કે, એકનું પતન થાય અને બીજો આનંદ કરે? આ ચારે નિર્દોષ પ્રાણીઓનો આત્મત્યાગ શું સૂચવે છે? હું હવે આ સ્વાર્થાન્ધ સંસારમાં રહેવા નથી ઇચ્છતો:" એટલું કહીને રામસિંહે મુકુટ અને તલવાર ફેંકી દીધાં, અને વિભૂતિ ધારણ કરીને તેણે વનનો માર્ગ લીધો. આ પ્રકારે એક રાજકુમાર સંત બન્યો.

પ્રેમી પાઠકો સમજી શકયા હશે કે ૨૦૦-૩૦૦ વર્ષ પહેલાં આપણા ભારતમાં ઉચ્ચકોટીના પુરુષો જ સંન્યાસ ધારણ કરતા હતા, આજ-કાલ તો ઘઉં-ધાણામાં નિકળતા કાંકરાઓની માફક સંન્યાસી બનવું સહેલું થઇ પડયું છે. આ કોઇ એક જ સંપ્રદાયની વાત થતી નથી, પરન્તુ પ્રત્યેક સંપ્રદાયના સાધુ-સંન્યાસીઓની આ દશા છે, એનું ખાસ કારણ સમ્પ્રદાયોના નિયમની શિથિલતા જ છે; એનો લાભ ધૂર્ત લોકો ઉઠાવી રહ્યા છે, અને એથી જ આજ માનવ-સંખ્યાની ગણત્રીમાં ૮૦ લાખ સાધૂઓની સંખ્યા છે, તેઓનું કામ પણ જોવા જેટલી એને ફીકર નથી. જે દેશમાં આટલા સાધુ લોકો માળા ફેરવવાવાળા હોય એ દેશની આવી દુર્દશા જ કેમ થાય! આથી એમ સિદ્ધ થાય છે, કે આ બધા સાધુઓમાંથી અમુક જ સાધુઓ સાચા વૈરાગ્યધારી સાધુઓ હોય છે, અસ્તુ.

એ જ સંસારમાં દક્ષિણ ભારતમાં સવાઇ માધવરાવ રાજ્ય કરતા હતા. ઉત્તર ભારતને નષ્ટ ભ્રષ્ટ કરતાં કરતાં આલમગીરે દક્ષિણ તરફ પણ આક્રમણ શરૂ કર્યું, એ આક્રમણમાં અનેક ગરીબોની ઉની આહ લઇને એણે આ નશ્વર સંસારમાંથી હમેશાંને માટે કૂચ કરી. અન્યાય અને અત્યાચારના પાયા પર રચાયેલું સામ્રાજ્ય કદાપિ સ્થાયી થતું નથી. હિંદુત્વના ઇતિહાસમાં એવાં કરોડો દૃષ્ટાંતો મોજૂદ છે. આલમગીરના અત્યાચારો જોઇને પેશ્વા માધવરાવે વિચાર્યું કે:-આ વખતે કોઈ ત્યાગી-લોકસંગ્રહી સંચાલકની જરૂર છે, અને એ ત્યાગી પણ એવો નહિં કે જે ત્યાગની પાછળ મહેલોની રચના કરતો હોય; લોકસંગ્રહી પણ એવો નહિ કે જે નામની પાછળ લોકસંગ્રહી બન્યો હોય, પરંતુ અહીં તો નિર્માની, નિર્મોહી અને અસંગ ત્યાગી સંચાલકની જરૂર છે.

પેશ્વાને ખબર પડી કે:-રામગિરિ પર કોઈ એક એવા તપસ્વી

રહે છે કે જે આ વખતે દેશનું સુકાન હાથમાં લઇ શકે તેમ છે. પેશ્વા માધવરાવ રામગિરિ પર ગયા, અને મહાત્માના ચરણમાં મસ્તક નમાવીને બોલ્યાઃ—

"યોગિન્! આજે આપણા દેશમાં અરાજકતા ફેલાયેલી છે, આપણા ભારતવર્ષ પર પ્રતિદિન નવા આક્રમણનો ભય ઉત્પન્ન થયો છે. આવા તપાયમાન ભારતનું રક્ષણ કરવું એ આપ જેવા મહાપુરુષોનું કામ છે."

"...પેશ્વા!" મધુર દૃષ્ટિથી સંન્યાસીએ કહ્યુંઃ—હું આ સંસારનો પરિત્યાગ કરી ચૂકયો છુંઃ હવે મારે એ કર્તવ્યમાર્ગ પર આવવાનો વિચાર નથી, હવે તો આત્મતત્ત્વનું ચિંતન કરવું એ જ મારૂં કર્તવ્ય છે. અગર તમે મારા આ કાર્યમાં વિઘ્ન નાખશો, તો મને દુઃખ થશે."

"જેવી આપની મરજી" કહીને પેશ્વા ચાલતો થયો.

× × ×

"ભગવન્! શું ભારતવર્ષની આવી જ દશા થવાની છે? બબ્બે મહાશાસનોથી કચડાયેલી હિન્દુજાતિ શું હજી પણ જાગ્રત થશે નહિ? પ્રભો! જેના પૂર્વજોએ એક એક સતીની રક્ષા માટે સામ્રાજ્ય સુદ્ધાંનું બલિદાન આપી દીધું હતું તેના જ સંતાનો આજે સ્વાર્થ માટે પોતાની માતાઓ અને બ્હેનોની ઈજ્જત લૂંટાવા દેશે? વિભો! આ સ્વાર્થાન્ધ જાતિ ઉપર એ પહેલાં તો તું વજ્રપાત કરીને સર્વનાશ જ કરજે. શું હું કોઈ એવો સંચાલક નહિં મેળવી શકું કે જે દ્વારા આ દુઃખી ભારતમાતાની પરતંત્રતાની બેડીઓ કપાઇ શકે?"

ગુરુ ગોવિંદસિંહ એ જ વિચાર કરતા કરતા રામગિરિ પર ચડી રહ્યા હતા, એટલામાં જ એમના કાનમાં આ શબ્દો પડ્યા—

"ભારતમાતાની ગોદમાં હજી એવા અનેક વીર પુત્રો પડેલા છે કે જે એને બંધનમુકત કરી શકે. શોધ કર, જરૂર મળી જશે."

"શું ભાઈ! અહીં કોઈ મહાત્મા રહે છે?" ગોવિંદસિંહે એ લોકોને પ્રશ્ન કર્યો.

"હા, એક મહાત્મા રહે છે, લોકો કહે છે કે એને ભૂત સિદ્ધ છે, જે ધારે તે કરી શકે છે; કોઈ કહે છે કે એમને પરમેશ્વરનો સાક્ષાત્કાર થયો છે, પરન્તુ એમણે કોઇને કાંઇ પણ કહ્યું નથી, તેઓ તો હમેશાં પોતાના કાર્યમાં જ લાગેલા રહે છે" લોકોએ જવાબ આપ્યો.

ગુરુ ગોવિંદસિંહે ચાલવું શરૂ કર્યું, એમના મનમાં એ મહાત્માને મળવાની તાલાવેલી લાગી રહી હતી.

જે મનુષ્ય ઇશ્વિરપ્રાપ્તિ કરી શકે છે, તેઓ આ સંસારમાં પણ કંઇને કંઈ કરી જ શકે છે, શું આજકાલ મહાત્મા કહેવડાવનારાઓ આ તરફ લક્ષ્ય દેશે? અથવા મહર્ષિ–યાજ્ઞવલ્કયનું આ વાકય ચરિતાર્થ કરશે?

**सर्वे ब्रह्म वदिष्यन्ति सम्प्राप्ते तु कलौ युगे।**
**नानुस्थास्यन्ति मैत्रेय! शिश्नोदरपरायणाः॥**

હે મૈત્રેય! કલિયુગમાં લગભગ બધા મનુષ્યો બ્રહ્મ (વેદાન્ત)ની વાતો કરશે, પરન્તુ એનુ પાલન કોઇ જ નહિ કરે, કારણુ કે એમના દિલમાં તો માત્ર પેટ ભરવાની અને વિષયતૃપ્તિ કરવાની જ ભાવનાઓ ભરપુર હશે, અસ્તુ.

ગુરુ ગોવિંદસિંહ મહાત્માજી પાસે પહોંચ્યા, અને તેમને પ્રણામ કરતાં કહ્યું:—

"મહાત્મન્! પ્રણામ"

મહાત્માજીએ પ્રેમથી જોયું, કે કોઈ દિવ્યમૂર્તિ પોતાની સામે હાથ જોડીને ઉભેલી છે. એની આંખોમાં કઇંક વિષાદ ભર્યો છે. મહાત્માજીએ એને ઉદ્દેશીને કહ્યું:—

"કેમ ભાઈ! શા માટે આવવું થયું છે! સંસારમાંથી નિકળી ચૂકેલા આ સેવકનું શું કામ પડયું છે?"

"મહાત્મા અને તે દેશમાંથી નિકળી જાય તો એ દેશનું કેટલું દુર્ભાગ્ય?, હું તો આપની સાથે કેવલ બે વાતો કરવા આવ્યો છું." ગોવિંદસિંહે પ્રાર્થના કરી.

"ખુશીથી જે વાત કરવાની હોય તે કરી શકો છો. કોણ જાણે શાથી? પણ મારૂં મન આપના તરફ આકર્ષાયલું છે," મહાત્માજીએ કહ્યું.

"વિરાગી! સંસારમાં ત્રાહિ-ત્રાહિ મચી રહ્યું છે, સતીઓનું સતીત્વ લુંટાય છે, હજારો મીનાબજારો બનેલી છે. કોડીના મૂલ્યે હિન્દુત્વ વહેંચાઇ રહ્યું છે, શું આવા કઠિન સંયોગોમાં સંન્યાસીઓનું શું એ જ માત્ર કર્તવ્ય છે કે તેઓ આંખો મિંચીને બેસી રહે? જે દેશમાં રક્ત-રુધિરની એક નહિ પરન્તુ હજારો નદીઓ વહેતી હોય ત્યાં શું સમાધિ લગાવી શકાય ખરી? જો ન લગાવી શકાય તો શું આ બધી ભૂલ નથી? સમાજમાં ઉગેલા છોડો માટે આ વસ્તુ વિષયુક્ત નથી, કે જે સમાજરૂપી છોડના ખોરાકને ચૂસી ચૂસીને સંસારમાં અનાચાર અને કલહરૂપી કાંટાઓ જ પાથરે છે? સંન્યાસિ! જરા વિચાર કરો કે આજે સમાજ પ્રત્યેનું આપણું કર્તવ્ય શું છે?

બન્દા! વિચાર કરો, ઇશ્વર કોઈ પણ વસ્તુમાં એક જ સ્થાન પર કદાપિ નથી રહેતો; એ તો વ્યાપક અને સર્વત્ર છે, એની છટા આ પીડિત પ્રાણીઓના અંતઃકરણમાં ઝબકી રહી છે, એ માત્ર-પ્રાણીઓ જ નથી પરન્તુ ઈશ્વરી વિભૂતિઓ છે. ઉઠો, અને એમની રક્ષા કરો." ગુરુ ગોવિંદસિંહે આવેશપૂર્ણ શબ્દોથી કહ્યું.

જાગ્યો: એ ગાઢ નિદ્રામાંથી એક રાજકુમાર સંન્યાસી જાગ્યો!

× × ×

ભારતનાં સન્તાનો ! આજે ભારતમાતા તમારા મુખ તરફ તાકી તાકીને જોઇ રહી છે, વિદેશી લોકો આવી આવીને એનાં વસ્ત્રો ખેંચી રહ્યા છે, એક પીડિત માતા પ્રત્યે સુપુત્રનું શું કર્તવ્ય છે? એ તમોએ કોઈ દિવસ વિચાર્યું છે? જો ન વિચાર્યું હોય તો કુપુત્રનું લક્ષણ કયું હોઇ શકે?

ઓ સુખની શય્યામાં સૂવા વાળાઓ ! તમારી માતા આજે ડૂસકે ડૂસકે રડી રહી છે, સંસારનાં અનેક સામ્રાજ્યો આજે સુખની નિદ્રામાં સૂઇ રહ્યાં છે, તો શું આ પુણ્યભૂમિમાં એટલું બધું પાપ વધી ગયું છે કે એની આટલી બધી દુર્ગતિ થઈ રહી છે?

બંધુઓ ! મારે ખાતર નહિં, તો આપણી આ દીન માતાને ખાતર આ ઝોળીમાં કંઇક ફેંકો, તમારૂં સર્વસ્વ નહિં તો યથાશક્તિ પણ ભારતમાતાના ચરણમાં અર્પણ કરો."

આ પ્રકારે કહેતાં કહેતાં વીર બંદાએ ઘણું દ્રવ્ય અને વિશાળ સેના એકઠી કરી, અને ગોરીલા યુદ્ધની શરૂઆત કરી.

એક પછી એક એમ સરહદનાં બધાં સ્થાનો બંદાના હાથમાં આવવા લાગ્યાં,પરન્તુ ભારતમાતાના દુર્ભાગ્યે વચમાં જ ગુરુ ગોવિંદસિંહે પોતાના પ્રાણ છોડ્યા, યવન લોકોએ એનો લાભ ઉઠાવ્યો, ફરૂખશીપર ગુરુ ગોવિંદસિંહની પત્નીને મળ્યો, અને કહ્યું:—

"માતાજી ! આપનું ગયેલું રાજ્ય આપને પાછું મળશે, આપ શીખ લોકોને કહી દો કે વીરબંદા આપણો ગુરુ નથી, એ તો હિંદુ છે, કોઇ હિંદુ શીખજાતિનો ગુરુ બની શકે નહિં,"

ફરૂખશીપરની આ ચાલાકી બરાબર કામ કરી ગઈ. સંપૂર્ણ શીખસૈન્યમાં એક જ અવાજ ગુંજવા લાગ્યો:—

"વીરબંદા આપણો નેતા નથી, એ તો હિંદુ છે."

ઓ ધર્માન્ધ જાતિ ! ધર્મ શું વસ્તુ છે એનો વિચાર કર !

શાસ્ત્ર તો પોકારી પોકારીને કહે છે કેઃ–"'**यतोऽभ्युदयनिःश्रेयसी स धर्मः**" જેનાથી આ લોક અને પરલોક બન્નેનું કાર્ય સુધરે એને ધર્મ કહી શકાય છે. આજે તો વાડામાં બેસીને અત્યાચાર, નિંદા, અને ચૂગલી કરવી એને ધર્મ માનવામાં આવે છે, હાય હિન્દુ જાતિ! તારૂં આટલું બધું પતન!

વીરબંદાએ શીખોને બહુ બહુ સમજાવ્યા, પરન્તુ લાચારઃ આખરે એને વનનો રસ્તો લેવો પડ્યો.

રાજ્યપ્રાપ્તિનાં સુખસ્વપ્નો જોવાવાળાઓ આજે ક્યાંથી સમજી શકે કે અમારા ઉપર અમારા જ કલેશનું વજ્ર પડશે અને અમારે જ એમાં કતલ થવું પડશે. ફાટફુટનું બીજ વાવીને ભારતનું સૈન્ય ગુરુદાસપુરના કિલ્લામાં પહોંચ્યું, સાતસો વીરપુરુષો હતા પરન્તુ બધા હથીઆર વિનાના હતા.

નીતિ વિરોધ કરે છે કેઃ—શૂરવીરના શરીરમાં જ્યાં સુધી પ્રાણ હોય, ત્યાં સુધી શસ્ત્રનો ત્યાગ કરવો નહિ—

**સિંહ મૂછ, ભુજંગ મણિ, લોભી ધન, સતી નાર**
**પ્રાણ તજી પર કર ચડે ત્યમ ક્ષત્રિયતલવાર.**

"તમને બધાને કેદ કરવામાં આવ્યા છે, હવે તમે સ્વતંત્ર નથી" યવન સેનાપતિએ આવીને કહ્યું.

શીખ સેના હવે શું કરી શકે તેમ હતી? પિંજરામાં પૂરાયેલો સિંહ શું પરાક્રમ બતાવે? છૂટો હોય તો એકજ થપ્પડમાં બધું કામ પૂરૂં કરે, હવે શું થઇ શકે તેમ હતું? રોજ કેદખાનામાં નિત્ય નવી મુસીબતો ઉઠાવવી પડવા લાગી. સરદારોને પોતાનું મૃત્યુ નજીકમાં આવેલું જણાયું! વીરબંદાના કાનમાં પોતાના સૈન્યની દુર્ગતિના સમાચાર પહોંચી ગયા. એણે આર્તસ્વરથી ભગવાનની પ્રાર્થના શરૂ કરીઃ

"ભગવન્! આ તમારૂં શું વિધાન છે? ગોપાલ! શું હવે આપને ગોવધ પસંદ પડશે? શું તમારા ભક્તો આ પ્રકારે જ નાશ પામી જશે?" વીરબંદાએ સ્તુતિ કરતાં કરતાં અનેક આંસુઓ વહાવ્યાં, અને નિશ્ચય કર્યો કેઃ—કોઇ પણ પ્રકારે મારે મારા સૈનિકોને છોડાવવા જોઇએ. એ યવન સેનાપતિના વેષમાં કિલ્લાની અંદર ગયો અને ત્યાં પોતાના એક સાથીને હાસ્ય કરતો જોઇને તે ધૈર્ય રાખી ન શકયો, એ હાસ્ય કરનાર—નરાધમને તેણે ત્યાં ને ત્યાં જ ઠાર કરી નાખ્યો. પરન્તુ ઉતાવળ કરવાને કારણે વીરબંદા કેદ પકડાઇ ગયો.

થોડા દિવસ બાદ દિલ્હીના શહેનશાહનો પત્ર આવ્યો કેઃ—રાજદ્રોહી કેદીઓને અહીં મોકલી આપો.

વીરબંદાના બન્ને હાથ પાછળ બાંધી દીધા હતા, ચોકી પહેરા સાથે વીરબંદાને દિલ્હી લાવવામાં આવ્યો, અને એથી પણ અધિક કરુણાજનક ઇતિહાસ પર હિન્દુસંતાનો ધ્યાન આપે કે એ સાતસો શીખોનાં માથાં કાપીને ભાલાની અણી પર લગાવવામાં આવ્યાં. ગુરુદાસપુરથી દિલ્હી સુધી એ ભાલાની અણી ઉપર સાતસો મસ્તકોને લાવવામાં આવ્યાં. બંદીવાન દશામાં વીરબંદા પણ સાથે જ હતા.

દિલ્હી પહોંચ્યા બાદ કાજીએ અને શહેનશાહે વીરબંદાને કહ્યું કેઃ—"જો તું મુસલમાન બની જશે તો તને છોડી મૂકવામાં આવશે."

વીરબંદાએ જવાબ આપ્યો કે "આ દૂધ ક્ષત્રિયાણીનું છે. ધર્મ-ત્યાગ કરતાં એ પ્રાણત્યાગને વિશેષ પસંદ કરે છે."

જ્યારે કોઈ રીતે વીરબંદા માન્યો નહિં, ત્યારે એનું કુલ નાશ કરવાને ખાતર એના બાલકને બોલાવવામાં આવ્યો, અને એને વધ-સ્થાન પર લઈ જવામાં આવ્યો; વીરબંદાને પણ બંદીવાન દશામાં ત્યાં હાજર રાખ્યો, અને કાજીએ કહ્યુંઃ—

"બંદા માની જા, આ બાલકનો શિરચ્છેદ તારી હાજરીમાં જ કરવા પહેલાં તું માની જા, અને હજી મુસલમાન બની જા."

છતાં વીરબંદાએ ધર્મપરિવર્તન કરવાની સાફ ના પાડી અને બીજી ક્ષણે બાલકનું મસ્તક તરફડતું જમીન પર પડયું ! કાજીએ ફરીવાર બોલવું શરૂ કર્યું:

"બંદા ! હજી માની જા સમય છે."

બંદાએ બહાદૂરીથી જવાબ આપ્યો:—"નરકના કીડા ! વિશેષ બકવાદ ન કર, હું ક્ષત્રિયપુત્ર છું. ભારતમાતાનું અન્નજલ મારી રગેરગમાં વ્યાપેલું છે, આ શરીર કદાપિ નમવાનું શીખ્યું જ નથી."

બચ્ચાની લાશને અગ્નિના કુંડમાં ફેંકી દો." નવાબે આજ્ઞા કરી.

વધ કરનારાઓએ તરતજ એ આજ્ઞાનુ પાલન કર્યું, છતાં વીરબંદાએ ધર્મપરિવર્તન કરવાનો સ્વીકાર ન કર્યો.

"બંદા ! આ આખરી ફેંસલો છે. તું મુસલમાન થાય છે કે નહિં ?" નવાબે પૂછ્યું.

"એ કદાપિ બનવાનું નથી, તમારે જે કંઇ દંડ આપવો હોય, તે ખુશીથી આપી શકો છો, મારા આ બલિદાનથી મૃતપ્રાયઃ હિંદુજાતિમાં કંઇક જીવનનો સંચાર થશે."

"બહુ સારૂં, જ્યાં સુધી આ નાપાક મરી ન જાય ત્યાં સુધી એના જ બાલકનું ધગધગતું માંસ એના શરીર પર ચાંપતા રહો." નવાબે હુકમ આપ્યો.

બંદાએ કહ્યું—"નરાધમ ! એથી શું થવાનું છે ? એ તો એક સાધારણ વાત છે, અહીં તો જન્મથી જ માતાએ શીખવ્યું છે કે:—

"शुद्धोऽसि बुद्धोऽसि निरञ्जनोऽसि ।
संसारमायापरिवर्जितोऽसि ॥"

કહેતાં કહેતાં એ વિરાગી—વીરબંદાનો આત્મા અંતરિક્ષમાં લીન થઇ ગયો.

આ મૃતપ્રાયઃ હિન્દુજાતિનું નામ છે હિન્દુત્વ.

બંધુઓ ! આ હતું અપૂર્વ બલિદાન. આનું નામ છે જ્વલંત ત્યાગ. શું દુર્યોધન આ અપૂર્વ ત્યાગના પાઠો શીખ્યો હતો ? એ તો દ્વારિકામાં શ્રીકૃષ્ણના રાજભવનમાં બેઠો બેઠો વિચાર કરી રહ્યો હતો કે "અર્જુન આવે છે; એ કહેશે કે દુર્યોધન ચક્રવર્તી થઇને અહીં નીચે બેઠો છે. હું જો કૃષ્ણના પગની તરફ બેસું તો મારી માનહાનિ મેં જ કરી ગણાય, માટે એમના ઓશીકાની તરફ જ બેસવું જોઇએ" વિચાર કરીને દુર્યોધન તો પ્રભુના ઓશીકા તરફ બેઠો, આ બાજુ અર્જુને આવીને વિચાર કર્યો કે પ્રભુ તો હજી પોઢી રહ્યા છે, માટે એમના ચરણ તરફ બેસવાથી એમના પ્રથમ દર્શનનો લાભ મળશે એમ માનીને તે ચરણ તરફ બેઠો.

પ્રભુ—નટનાગરની લીલા અપરંપાર છે. તેઓ તો પીતાંબર ઓઢીને આરામથી સૂતાં સૂતાં પોતાના ભક્તોની જ ચિંતા કરી રહ્યા હતા, તેઓ એકાએક પીતાંબર ઓઢીને જ બેઠા થયા ને ચરણ તરફ બેઠેલા અર્જુનને જોઇને બોલી ઉઠ્યા:—

"અહો અર્જુન ! આજે તો તમારૂં આગમન થયું ?"

દુર્યોધને વિચાર કર્યો કે આ તો કામ બગડી ગયું. કૃષ્ણે તો અર્જુનને જ પ્રથમ બોલાવ્યો. મને તો માન પણ ન આપ્યું; એટલે અધીરો બનીને તે બોલી ઉઠ્યો:—

"શ્રીકૃષ્ણ મહારાજ ! હું પણ આવ્યો છું."

પ્રિય બંધુઓ ! બે મનુષ્યોની વચમાં બોલવું એ પણ એક જાતની મૂર્ખતા જ છે ભગવાને દુર્યોધનની મૂર્ખતા માટે જરા મંદ હાસ્ય કરીને કહ્યું:—

"આજે તો છત્રપતિ દુર્યોધન પણ પધાર્યા છે !"

દુર્યોધને કહ્યું:—"મહારાજ ! આપ તો જાણો જ છો કે મહાભારતનું યુદ્ધ શરૂ થવાનું છે."

શ્રીકૃષ્ણે હસીને કહ્યું:–" હા મહારાજ! યુદ્ધના સ્થલની પસંદગી પણ મારે જ હાથે થઇ છે, પરંતુ આજે એક ગોપાલની સાથે છત્રપતિને શું કામ પડયું ?"

દુર્યોધને કહ્યું:–" મહારાજ! હું આજે રીતરિવાજ મુજબ આપને યુદ્ધ માટે નિમંત્રણ આપવા આવ્યો છું, રાજાના સંબંધથી આપ નિમંત્રણનો સ્વીકાર કરો છો કે નહિ ?"

ભગવાન્ શ્રીકૃષ્ણે મનમાં વિચાર કર્યો કે:–મારો જન્મ જગત્માં શા માટે થયો છે? "**कालोऽस्मि लोकक्षयकृत प्रवृद्धः**" પૃથ્વીનો ભાર હરણ કરવા માટે જ મારૂં પ્રાકટ્ય થયું છે, જો હું આ યુદ્ધમાં સક્રિય ભાગ નહિ લઉં તો આ મારી નારાયણી સેનાનો નાશ પણ શી રીતે થશે? વિચાર કરીને તેઓ બોલ્યા ?"

" દુર્યોધન ! હું યુદ્ધમાં તો આવું પરન્તુ યુદ્ધમાં શસ્ત્ર ધારણ ન કરવાની મારી પ્રતિજ્ઞા છે' તમારા બે પક્ષમાંથી એક તરફ હું અને બીજી તરફ મારી નારાયણી સેના રહેશે બોલો તમે એમાંથી કોને પસંદ કરશો?"

દુર્યોધને કહ્યું:–" ગોપાલ! તમે તો ગોપાલજ રહ્યા, તમે યુદ્ધની વાતો કેવી રીતે જાણી શકો? તમે જીવનપર્યંત ગાયો જ ચારી છે, યુદ્ધ એ તો ક્ષત્રિયોના ખેલ છે, આપના કરતાં તો આપની સેના જ મને વિશેષ કામ લાગશે, આપ તો શસ્ત્ર ધારણ કરવાના જ નથી. ઓછામાં ઓછું એક દિવસ તો આપની સેના કામમાં આવશે!"

શ્રીકૃષ્ણે આનંદથી કહ્યું:–બહુ સારૂં મહારાજ! યુદ્ધના સમય પહેલાં આપના પક્ષમાં મારી સેના આવી જશે, આજ્ઞા લઇને દુર્યોધન ચાલતો થયો.

×× ×× ×× ××

" કેમ અર્જુન! હવે શું કરીશું? થવાનું હતું તે તો થઈ ગયું! હવે તમારૂં શું કહેવાનું છે? દુર્યોધનનો પક્ષ લઇને મારી સેના યુદ્ધ કરશે, હું તો તમારા પક્ષમાં છું પરન્તુ શસ્ત્ર પકડવાનો નથી." ભગવાન્ શ્રીકૃષ્ણે અર્જુનને પૂછ્યું.

"મહારાજ !" અર્જુને હાથ જોડીને કહ્યું:–"હું સેના માગવા આવ્યો નથી, હું તો એક ખેલ કરવા આવ્યો છું.

શ્રી કૃષ્ણે હસીને કહ્યું:–"અર્જુન ! મહાભારતના યુદ્ધનું બ્યુગલ વાગતાં જ અસંખ્ય યોદ્ધાઓનું રક્ત વહેવા લાગશે. એ રણસ્થલમાં તમે તમાશો કરવાના છો? વિચાર કરો, કે તમારૂં કર્તવ્ય શું છે?"

"ઠીક કહી રહ્યો છું નટનાગર ! હું તો આને એક નાટક જ માની રહ્યો છું; એ નાટકના સૂત્રધાર આપ જ હો એમ મને લાગે છે." અર્જુને કહ્યું.

ભગવાન્ શ્રી કૃષ્ણે કુતૂહલભાવથી પૂછ્યું:–કેવું નાટક? અર્જુન જરા સ્પષ્ટ સમજાવો.

અર્જુને કહ્યું:–નહીં પ્રભો ! આપ જ્યારે યુદ્ધમાં પધારશો ત્યારે જ એ બધું કહીશ."

શ્રીકૃષ્ણે કહ્યું:–અર્જુન ! તમને કંઈ થઈ તો નથી ગયું ? ભલા ! જે ખેલને હું પોતે નથી જાણતો, એ ખેલમાં હું તમને સહાયતા કેવી રીતે કરી શકીશ ?, જરા મને પ્રથમથી સમજાવો ત્યારે જ એ બધું થઇ શકશે ને ?

અર્જુને પ્રત્યુત્તર આપ્યો:–"પ્રભો ! પ્રથમ આપ વચન આપો કે હું જેમ કહું તેમ આપ કરશો."

ભગવાન્ શ્રીકૃષ્ણે કહ્યું:–"બહુ સારૂં"

અર્જુને કહ્યું:–"સાંભળો, જ્યારે મહાભારતના યુદ્ધનો પ્રારંભ થશે, ત્યારે હું ચાર ઘોડાનો એક રથ તૈયાર કરીશ."

શ્રીકૃષ્ણે હસીને કહ્યું:–એમાં શું નવાઈ! દરેક યુદ્ધમાં ચાર ઘોડાનો રથ તૈયાર કરવામાં આવે છે."

અર્જુને કહ્યું:–"સાંભળો તો ખરા પ્રભુ ! એ ઘોડાની લગામોને ચાર દોરીઓ બાંધીશ."

શ્રીકૃષ્ણે કહ્યું:–"એમાં પણ કંઇ આશ્ચર્ય નથી. તમે આ બધું શું કહો છો અર્જુન ! કંઇ સમજવામાં આવતું નથી."

અર્જુને એ હાથ જોડીને કહ્યું:–મહાપ્રભુ ! એ ચારે

ઘોડાની લગામ હું આપના ચરણ પર મૂકી દઇશ, કારણ કે:-આપ ગો-પાળ છો ને?"

શ્રીકૃષ્ણે મંદહાસ્ય કરીને કહ્યું:-"અર્જુન! હું રથ ચલાવું એમાં શું આશ્ચર્ય છે, પશુઓનું પાલન કરવું એ તો મારૂં કામ જ છે"

અર્જુને કહ્યું:-" એતો ખૂબી છે ભગવન્! આપના હાથમાં રથની લગામ હશે અને જો હું હારીશ તો લોકો કહેશે કે કાળીઓ રથપર બેઠો હતો એટલે અર્જુન હારી ગયો, અને જો હું જીતીશ, તો લોકો કહેશે કે અર્જુન વીર હતો એટલે એનો વિજય થયો, કારણ કે આપ હથીઆર તો લેવાના નથી. એટલે શુભનામ તો મારૂં જ થવાનું, અને બદનામ થશો તો આપજ થશો."

આ પ્રેમનો ઉપાલંભ સાંભળીને પ્રભુની ભક્તવત્સલતા છલકી ઉઠી! અને તેમના મુખારવિંદમાંથી નીચેનું વાક્ય નિકળી પડયું:-

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवानीति मतिर्मम ॥**

જ્યાં યોગેશ્વર કૃષ્ણ છે, અને જ્યાં ધનુર્ધારી વીર અર્જુન છે, ત્યાં જ લક્ષ્મી, વિજય, આબાદી વિગેરે અવશ્ય રહે છે.

પ્રિય પાઠક! આનું નામ છે "હિન્દુત્વ." જો તું ભક્ત બને તો અર્જુનની માફક પોતાનું જીવન પ્રભુચરણોમાં સમર્પિત કરી દે જે, જો તું સદાચારી બને તો લક્ષ્મણ જેવો અડગ બનજે, ધર્મ માટે પ્રાણાર્પણ કરનાર ધર્મપ્રેમી બને તો વીરબંદા જેવો બનજે, અને સંસારી બને તો રાજા અલર્કના જેવો બનજે, અને જો એમાંથી કંઈ પણ ન બને તો તારા જીવનનો અર્થ શો છે?

**जिसमें न निज गौरव तथा निज देशका अभिमान है।**
**वह नर नहीं नीरा पशु है, और मृतक समान है॥**

ઉઠ? જાગ, ઓ હિન્દુત્વની ઝળકતી ચિનગારી! આજે જ તારી જાતિના કલ્યાણ માટે કમર કસ, અને વિચાર કર:—

**हम कौन थे, क्या हो गये? ओर क्या होंगे अभी।**
**आओ विचारें. आज मिलकर बैठकर हम ये सभी॥**

॥ શ્રી પરમાત્મને નમઃ ॥

## શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયનાં

# પુસ્તકોનું ટુંકું સુચિપત્ર

(૧) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા તથા મુક્તિમાર્ગ (૮૦૦ પૃષ્ઠ
દ્વિરંગી ૧૪ ચિત્રો, બે રંગમાં છપાઇ સહિત રૂા. ૬–૦–૦

(૨) શ્રી રામચરિતમાનસ તથા ભક્તિમાર્ગ
ગોસ્વામી તુલસીદાસજી કૃત (સચિત્ર) ચિત્ર સં. ૧૬૦ રૂા. ૫–૦–૦

(૩) તત્ત્વચિંતામણિ ભાગ ૧ લો (સચિત્ર) રૂા. ૧–૮–૦

(૪) ભગવતીભક્તચરિત્ર ભા. ૧લો ૦–૧૨–૦

(૫) સુખી થવાનો ઉપાય અથવા શ્રીધર્મશિક્ષા (સચિત્ર) ૦–૧૨–૦

(૬) સારૂક્તાવલી તથા સુક્તાવલી (સચિત્ર) ૦–૧૨–૦

(૭) ભક્ત નારી ૦–૧૦–૦

(૮) ભક્તપંચરત્ન (સચિત્ર) ૦–૧૨–૦

(૯) આદર્શ ભક્તો ૦–૧૨–૦

(૧૦) ઉપનિષદનાં ચૌદ રત્નો (સચિત્ર) ૦–૧૨–૦

(૧૧) બાલશિક્ષા ૦–૮–૦

(૧૨) ભક્તરાજ હનુમાન (સચિત્ર) ૦–૮–૦

(૧૩) વર્તમાન શિક્ષણ ૦–૬–૦

(૧૪) સંસાર તરવાનો સહેલો ઉપાય તથા શ્રી રામ સહસ્રનામ ૦–૫–૦

(૧૫) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પ્રથમોધ્યાય ૦–૫–૦

(૧૬) બ્રહ્મચર્ય (સચિત્ર) ૦–૩–૦

(૧૭) ગંગાલહરી ,, ૦–૩–૦

(૧૮) શ્રીવિષ્ણુસહસ્ર નામ (સચિત્ર) ૦–૩–૦

(૧૯) વિભુ સાથે વાર્તાલાપ (સચિત્ર) ૦–૩–૦

(૨૦) ગોવિંદદામોદરસ્તોત્ર (સચિત્ર) ૦–૨–૦

(૨૧) શ્રીનીતિધર્મ ,, ૦–૨–૦

(૨૨) દૈવમ્ ગહનમ્ ગતિ (સચિત્ર) ૦–૨–૦

(૨૩) એક સંતનો અનુભવ (સચિત્ર) ૦–૨–૦

(૨૪) વૈરાગ્ય ,, ૦–૨–૦

(૨૫) તેવીસ પ્રશ્નો તથા તેર આવશ્યક વાતો ,, ૦–૨–૦

લખો :–શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપોસ ક્રોસરોડ અમદાવાદ

# હિન્દુ ધર્મ.

ग्रामे ग्रामे सभा कार्या ग्रामे ग्रामे कथा शुभा ।
पाठशाला मल्लशाला प्रतिपर्वं महोत्सवः ॥ १ ॥

अनाथा विधवा रक्ष्या मन्दिराणि तथा च गौः
धर्म्यं संगठनं कृत्वा देयं दानं च तद्धितम् ॥ २ ॥

स्त्रीयाणां समादरः कार्यो दुःखितेषु दया तथा ।
अहिंसका न हन्तव्या आततायी वधर्हणः ॥ ३ ॥

उत्तमः सर्वधर्माणां हिन्दुधर्मोऽयमुच्यते ।
रक्ष्यः प्रचारणीयश्च सर्वभूतहितेरतैः ॥ ४ ॥

**ભાવાર્થ**:—ગામે ગામ સભા સ્થાપિત કરવી, ગામે ગામ સુંદર કથાઓ વંચાવવી, પાઠશાલા અને મલ્લશાલા (વ્યાયામ મંદિરો)ની સ્થાપના કરવી અને પ્રત્યેક પર્વમાં મહોત્સવો કરાવવા, અનાથો અને વિધવાઓ; દેવમંદિરો અને ગાયોનું રક્ષણ કરવું અને ધર્મનું સંગઠન કરીને ધર્માર્થે દાન આપવું, સ્ત્રીઓનો આદર કરવો, દુઃખી ઉપર દયા કરવી, અહિંસકોની હિંસા ન કરવી અને આતતાયી-(મારવા યોગ્ય)ને મારવો. આવા ઉત્તમ લક્ષ્યવાળો સર્વ ધર્મોમાં ઉચ્ચ માન પામેલો હિન્દુધર્મ છે તેને લક્ષ્યમાં રાખવો જોઈએ અને પ્રત્યેક પ્રાણિનું હિત કરનારા હિન્દુઓએ એનો પ્રચાર કરવો જોઈએ.